જીવ જીવે જીવ મદદથી, સુ. એ સાચો અર્થ સ્વિકાર. સાં. ૪
ઇસ્લામી ધર્મે વળી, સુ. લીલું દાતણુ ન કપાય. સાં.
કીડીનું રક્ષણુ કરે, સુ. બકરાં કેમ કાપ્યાં જાય. સાં. ૫
સિલ્લો ધર્મ ક્રિયા કરે. સુ. તે ખાય ન પ્રાણી માંસ, સાં.
પેગમ્બર સાહેબનો, સુ. છે હુકમ અહિંસા ખાસ. સાં. ૬
પીરોને ઓલીયા થયા, સુ. તે ભાજી પાલો ખાય, સાં.
"રહીમાન"નો અર્થ જો, સુ. દયાળુ ઇશ્વર થાય. સાં. ૭
તો તે બકરાં કાપવા, સુ. કદી હુકમ ન દે નિરધાર, સાં.
સાલેકશરીઆતથી વળી, સુ. કોઈ પેસે તરકીત યાર.સાં. ૮
માંસ તજે તે ત્યારથી, સુ. વળી રાવજી વો'રા ન ખાય, સાં.
હઝરતઅલી સાહેબ જે, સુ. ચોથા ખલીફા કહેવાય. સાં. ૯
મીસરો મહા મૂલ્યનો કહ્યો, સુ. એ કબુલ કરો ફરમાન. સાં.
પશુ-પક્ષીની પેટમાં, સુ. તું કબર ન કરીશ સુજાણ. સાં. ૧૦
ગરીબ ગુલામ સબકતગિન, [૧]સુ. કરે શિકારે નિર્વાહ, સાં.
મૃગલીબાળ દયા થકી, સુ. કર્યો અલ્લાએ બાદશાહ. સાં. ૧૧
ઈત્યાદિક બહુ લેખ છે, સુ. વળી કુરાનમાં ફરમાન, સાં.
પશુ વધથી ઇદ ના ઘટે, સુ. ધારો ભાઈ મુસલમાન. સાં. ૧૨

---

૧ સુલતાન મહંમદનો બાપ સબક્તગિન એક ગરીબ ગુલામ હતો, પોતાનો નિર્વાહ માત્ર શિકાર ઉપર ચલાવતો, એક દિવસ એક હરિણી નાનાં બચ્ચાં સાથે ચરતી હતી, તેના ઉપર તે ધસ્યો, હરિણી નાઠી, પણ બચ્ચાંથી નસાયું નહિ, તેને પકડી ઘોડા ઉપર નાખી શહેર ભણી ચાલ્યો. હરિણી પોતાના બચ્ચાંના સ્નેહથી જાણે તેની દયા માગતી હોય, તે પ્રમાણે મોતની દરકાર રાખ્યા વિના તેની

## બેડોબાઈ બૂડતો તારોરે, અંબે આઈ—એ રાગ.

અરે ! કળિકાળે શું તરીએરે, દયા ગઇ ખારે દરીએરે;
ધર્મના બ્હાને ધતીંગ ચલાવે, દયા તજી કરે પાપ,
શાસ્ત્રના અર્થ અનર્થ કરે કોઇ, કોણુ મારે ખરી છાપ ? અરે. ૧
સ્વેચ્છાએ ચાલવું ખાવું ને પીવું, હોટેલો માંહ્ય વિશેષ,
ફેશિનની ફીશિયારીમાં ફરવું, મોજમજામાં હમેશ. અરે. ૨
રહેવું સ્વતંત્ર વડીલોથી ને લેવી; નાટકશાળાની ભેટ,
ભક્ષાભક્ષ ભખે ભુંડની પરે, ગટર ગણી નિજ પેટ. અરે. ૩
નામ સુધારાના એવા જમાનામાં, કયાં રહ્યો ધર્માચાર ?
ધર્મ ને ધર્મગુરૂનો ન અંકુશ, માથે રહ્યો તલભાર. અરે. ૪
ધુમધામે ધમાધમ મચી કેવો, ચાલ્યો[1] ગાડરીઓ પ્રવાહ,
પરમારથ તત્વાર્થ ન જાણે, ચાલે છે અવળે[2] રાહ. અરે. ૫
પંથમાં પંથીએ કોઇક કારણુ, ઇંટો ચઢાવી બે ચાર,
દેખાદેખી જતાં વળતાં પંથીઓએ, કીધો ઇંટોનો અંબાર. અરે. ૬

---

પાછળ ચાલી, તેને જોઈ સબક્તગિનને દયા આવી, તેથી બચ્ચાંને હરિણી તરફ છોડી મૂક્યું. બચ્ચું સહીસલામત જોઇ હરિણીએ આકાશ તરફ ઉંચું મુખ કરી પરમેશ્વરની બંદગી કરી. સબક્તગિન ખાલી હાથે ઘેર ગયો. તેજ રાત્રે હઝરત પેગંબરે તેને સ્વપ્નમાં કહ્યું કે " ખુદાતાલા " હરિણી ઉપર તેં દયા કર્યાથી તારા ઉપર પ્રસન્ન થયા છે. તેથી તને રાજ્યની બક્ષિસ કરે છે. માટે જેવી રીતે તેં અવાચક પ્રાણીની દયા કરી છે, તેવીજ રીતે બધા પ્રાણી ઉપર તું દયા રાખજે. ( પાદશાહી રાજનીતિ. )

૧ ઘેટાંનું ટોળું—એકની પાછળ બીજું ચાલે, ૨ રસ્તો.

આર્ય છતાં દયા દીલમાં ન આણે, સાધે છે સ્વાર્થનો જોગ,
દાદ સુણે નહિ રાંક પશુની, આપે બિચારાનો ભોગ. અરે. ૭
ધર્મ શાસ્ત્રની આજ્ઞા ઉલંઘીને, મન ગમતો કરે અર્થ;
તો ઈંગ્રેજો ને પારસી આદિનો, દોષ શો કહાડીએ વ્યર્થ? અરે. ૮
જરથોસ્તી અને ખ્રીસ્તિ ધર્મે, દાખી દયાની વાત,
આધારો લખતાં પાર ન આવે, શેષ કહું અવદાત. અરે. ૯
[1]જરથોસ્તી ધર્મે કહ્યું પ્રાણીને, ઈંડાં ન મારીએ ભાઈ,
માંસ ન ખાવું શિકાર ન કરવો, એવી છે સખત મનાઈ. અરે. ૧૦
[2]ઈજસ્નેના બત્રીશમા "હા" માં, ચોપગાંને મારે જેહ,
મારવો પ્રાણીના ઘાતકને કહ્યો, હુકમ [3]હોરમજદેનો એહ. અરે. ૧૧
ઇજશ્નેમાં [4]અશોજરથોસ્તે, હુકમ કર્યો છે સાફ,
પ્રાણી માત્રનો વધ નહિ કરવો, આપ્યો અદલ ઇન્સાફ. અરે. ૧૧
[5]જમીઆદયસ્તમાં પ્રાણીના તોખમ, ઈંડાંનો જે કરે નાશ,
પરમેશ્વરની વિરૂદ્ધ સેતાનના, પક્ષમાં તે ગણ્યો ખાસ. અરે. ૧૩
બાઈબલ પ્રકરણ વીશ બાવીશમાં, ઇસુનો હુકમ છે ખાસ,
પવિત્ર રહેજે તું હત્યા કરીશ નહિ; ખાઇશ ન પશુનું માંસ. અરે. ૧૪
જેનીસીસ પહેલામાં લખ્યું છે, ભાજીપાલો ફળ ફૂલ,
એવો ખોરાક ખાજે તું કરીશ નહિ, પ્રાણીના પ્રાણને ડૂલ. અરે. ૧૫
હુસીયા આઠમા અધ્યાયમાં કહ્યું, નહિ ધરૂં વિનંતિમાં ધ્યાન,
જો પશુ હત્યા કરી તમે કરશો, નિજ હાથ લોહી લુહાણ. અરે. ૧૬

---

૧ પારસી ધર્મ. ૨ શાહનામાના લખનાર કવિ ફિરદોસીએ લખ્યું છે કે પશુઓને મારીને ખાવાં નહિ, ને જનાવરોનો શિકાર કરવો નહિ. ૩ પરમેશ્વર. ૪ પારસીઓના પેગંબર સાહેબ. ૫ (ફકરો ૫૮ મો જુવો.)

ઇત્યાદિક સૌ ધર્મ શાસ્ત્રમાં, પશુ વધનો પ્રતિબંધ,
**સાંકળચંદ** કહે લ્યો તપાસી, સત્યાસત્ય સબંધ. અરે. ૧૭

## ઉપસંહાર અને કવિ કથન.

### ચોપાઇ ત્રીતાળી.

સુણો જીવદયા પ્રતિપાળ, આ અરજી દયાની દયાળ,
સુખ વાચ્છક છે સૌ પ્રાણી, દુઃખ વહાલું ન બુરી હાની. ૧
જીવવું ઈચ્છે સૌ પ્રાણી, મોત ઈચ્છે ન દુઃખી અજ્ઞાની,
દેવી ભક્ત ને નિર્દય જાત, કરે યજ્ઞમાં પશુનો ઘાત. ૨
ઘોર પાપ કરે ધર્મ બહાને, એને સજ્જન અધર્મ માને,
થાય પશુ વધથી રળિયાત, જાણે જમરાજા સાક્ષાત. ૩
કરે માંસ રૂધિરનો યાગ, તેથી થાય જો પુણ્ય વિભાગ,
તો પાપની શી ગતિ થાશે ? એવા યજ્ઞથી નરકે જવાશે. ૪
ચાર વર્ણમાં ઉત્તમ જાત, બ્રાહ્મણ જગમાં પ્રખ્યાત,
અમે બ્રહ્માના મુખથી ઉદ્ધરીયા, ઋષિપુત્ર અમે ગુણદરીઆ. ૫
દેઈ દક્ષણા લાડુ જમાડે, જાય વૈકુંઠ આવે ન આડે,
એવો દાવો આલમ પર રાખે, અર્થ વેદનો વિપરીત ભાખે. ૬
તત્વાર્થ ન પૂરો વિચારે, અજ યજ્ઞમાં હોમવા ધારે,
પણ **અજનો** અર્થ છે એવો, જેમો જન્મ ફરી નહિ તેવો. ૭
ત્રણ વર્ષનું વરી જે હોય, જેને વાવતાં ઉગે ન સોય,
તે **અજશબ્દે** ઓળખાય, નહિ જન્મ તે અજ કહેવાય. ૮
એવું વરી અજ નામથી હોમે, પણ છાગ ન યાગમાં હોમે,
જેને વાવતાં ઉગે જે ધાન્ય, તે હોમવું શાસ્ત્રે અમાન્ય. ૯

બીજ ઉત્પાદક પશુ જાત, ઘટે યજ્ઞ મિષે કેમ ઘાત ?
અથવા અજ ઇંદ્રિયો કહીએ, વશ કરવાની આહુતિ દેઇએ. ૧૦
ક્રૂરવૃતિ પશુ કાબુમાં રાખો, પશુ જાતિથી વૈર ન દાખો,
બ્રહ્મ જાણે તે બ્રાહ્મણરાય, બ્રહ્મમાં સૌ જીવ સમાય. ૧૧
તો સૌ જીવ પર સમભાવ, રાખો નિજ સમ પરમાં ભાવ,
દયા યજ્ઞમાં સત્યનો સ્તંભ, જ્ઞાનકુંડ રચો અવિલંબ. ૧૨
કર્મ કાષ્ટ તપાગ્નિ જલાવો, હોમી કષાય સમતા લાવો,
એવો ધર્મયજ્ઞ મન સ્થાપો, હિંસાને જલાંજલી આપો. ૧૩
ક્રૂરવૃતિને દ્યો દેશવટો, આર્ય ધર્મને લાગે ન બટ્ટો,
દયા ધર્મનો દાવો ધરાવો, છો બ્રાહ્મણ કરૂણા લાવો. ૧૪
નથી અમરપટો કોઈ લાવ્યો, કરી પાપ ન કોઇએ ફાવ્યો,
હાથે કરતા નથી દ્વિજ પાપ, ઉપદેશ ન દ્યો એવો આપ. ૧૫
મુઢ લોહીનાં તિલક કરે છે, શેષ વહેંચીને પેટ ભરે છે,
દેવી ભોગ જો પશુનો માગે, છુટો છાગ મૂકો દેવી આગે. ૧૬
દેવી મારીને ભક્ષણ કરશે, અથવા ચૂશી લેશે તો મરશે;
પણ જીવતો જો પશુ આવે, તો દેવીને ભોગ ન ભાવે. ૧૭
દેવી જગતની માતા કહાવે, પ્રાણી માત્ર પુત્ર તસ થાવે,
માની નજરે થાય સુત ઘાત, નહિ કોપે તો નિર્દય માત. ૧૮
દેવી માંસ રૂધિર નહિ ખાય, દોષ દેવીને દેતાં અન્યાય,
કહો વાસનાના ભૂખ્યા દેવ, વાસ કતલખાનામાં સ્વમેવ. ૧૯
હાડ માંસ રૂધિર જ્યાં રેડાય, તે તો અપવિત્ર ધામ ગણાય,
એવાં અપવિત્ર ધામ નિવાસી, દેવ દેવાયતન જાય નાસી. ૨૦
તેની દંતકથા એક જાણો, વૃદ્ધ પુરૂષ પરંપરા માનો,
પૂર્વે જગદમ્બાનો વાસ, **સિંધ નગરઠઠ્ઠામાં** નિવાસ. ૨૧

દાંતા રાણાના પૂર્વજ આજા, હતા નગરઠઠ્ઠાના રાજા,
યવનોએ નગર લૂંટી લીધું, પછી કામ ત્યાં કૂડું કીધું. ૨૨
નાખ્યા કૂવામાં હાડને ચામ, કર્યું અપવિત્ર રૂધિરથી ધામ.
તજી અપવિત્ર ધામ અંબાજી, આવ્યાં પવિત્ર આરાસુરે માજી. ૨૩
એવાં માત પવિત્રની સામે, પશુ વધ ન ઘટે દેવી ધામે,
હાડ માંસ રૂધિરનું ન કામ, થાય અપવિત્ર દેવીનું ધામ. ૨૪
ક્રૂર પશુ વધથી મા અંબાજી, થાય ભક્ત ઉપર નારાજી,
પુષ્પ ધુપાદિ પૂજા પ્રતાપે, માજી મેં માગ્યું ફળ આપે. ૨૫
પણ દેવી બહાને ખોટું કરવું, હાથે હત્યા કરી પેટ ભરવું,
અહા ! કળી નિર્દય થઇ બેઠો, આર્ય ધર્મ પાતાળે પેઠો. ૨૬

---

## કવિ કથન.

**વ્હાલા વેગે આવોરે, દયા દીલ લાવોરે, ભીડ મારી—એ રાગ.**

વારૂ મારા વીરારે, દયા ધર્મે ધીરારે, હિંસા ન કરો પ્રાણીની—હોજી.
પરને પિડતાં આપણા પ્રાણ પિડાય. હિંસા. ટેક.

પશુપર ભાર ભરે અતી, નિરે ન પાણીચાર,
રીબવી મારે ઘાતકી, તે રાક્ષસ અવતાર.

નિર્દય મૂકે ઢોર રખડતાં લે હાય. હિંસા. ૧

પશુ—પંખીને માનવી, પ્રભુની પ્રજા સમાન,
એક પિડે બીજી પ્રજા, તોડે પ્રભુ ફરમાન.

પ્રાણ પશુના માણુસથી ન હણાય. હિંસા. ૨

આશા તૃષ્ણા આઉખું, સૌને વ્હાલાં હોય,
સરખો હક્ક જીંદગી તણો, છીનવી શકે ન કોય.

જે સરજે તે પ્રાણ હરે એ ન્યાય. હિંસા. ૩

હરે ફરે ચારો ચરે, કરે ધણીનું કામ,
નિરઅપરાધીને હણે, તેના રૂઠયા રામ.
માંગ પાંખ પગ કીડીનો નરથી ન થાય. હિંસા. ૪
શરણું તરણું મુખ લહે, શસ્ત્ર ન રાખે પાસ,
અવધ્ય શત્રુ છતાં કહ્યો, ક્ષત્રીધર્મ છે ખાસ.
નિર્બળ અશરણ પશુડાં તરણાં ખાય. હિંસા. ૫
માંસ અર્થ મનુએ કર્યો, "માં" મને "સ" તે ખાસ,
મને ખાય તેનુંજ હું, ખાઇશ નિશ્ચે માંસ.
અન્ન ફળ ભાજીપાલાથી પેટ ભરાય. હિંસા. ૬
માંસાહારી કહે પ્રાણીના, અમે ન લેઇએ પ્રાણ,
માંસ કસાઇને ઘેરથી, જઇ લેઇએ વેચાણ.
તો અમને શું હત્યાનું પાપ ગણાય. હિંસા. ૭
પણ દે મત, મારે, અને, કડકા, કરે ઉલંઠ,
વેચે, લે, રાંધે, વહે, ખાય, ઘાતકો આઠ.
મનુ મહારાજે મનુસ્મૃતિમાં કહ્યા ન્યાય. હિંસા. ૮
વિચાર બળ બુદ્ધિ વિષે, માણસ જાત શ્રીકાર,
પ્રાણીનો વધ પરહરો, તજો માંસનો અહાર.
કહે **સાંકળચંદ** પ્રાણીને કરજ્યો પસાય. હિંસા. ૯

### રાગ મરશીયો.

હાય ! હાયરે મારે પશુને હત્યારા, માંસ માટે લે પ્રાણ એના પ્યારારે;
હાય ! હાયરે મારે પશુને હત્યારા. ટેક.
પશુ રાજા પ્રજાનો ખજાનો, આલમનો એ આંબો મજાનો,
ફળ દહીં દૂધ ઘીનાં દે દાનોરે. હાય. ૧

પાપી ફળદ્રુપ પશુઓને કાપે, પશુ વિના પિડાય દેશ પાપે,
દક્ષ વૃક્ષ રાખીને ફળ માપેરે. હાય. ૨
ભ્રમર માલતી મકરંદ ચૂસે, પુષ્પ પિડે ન પંડ નિજ તોષે,
પશુ પાળી સુજાણ દેહ પોષેરે. હાય. ૩
દુનીયાની દોલત ગાય માતા, એના પુત્રો ખરા અન્ન દાતા,
કરી ખેતી આપે સુખ શાતારે. હાય. ૪
કરે ખાતર ખેડ જળ ઝીલી, કણ કાઢે કણસલાં પીલી,
ભરે કોઠીઓ ભાર વહી લીલીરે. હાય. ૫
એવા જગ પ્રતિપાલક ધોરી, એની જન્મદાતા ગાય ગોરી,
એને મૂકે કસાઇ ન કોરીરે. હાય. ૬
પશુ માત્ર તરશ ભૂખ સહેતા, સાત્વિક મલાઇ ઘી દેતા,
ટાઢ વેઠીને દે ઊન ઘેટાંરે. હાય. ૭
એને મારે તો માથું ધરે છે, હાથ ઝાલે ન રાંક ડરે છે,
હાય નાંખી નિશાસે ઝુરે છેરે. હાય. ૮
ભાજીપાલો ને અન્નફળ જાણો, દહીં દૂધ મલાઇ ઘી માનો,
સાદો સ્વચ્છ ખોરાક મજાનોરે. હાય. ૯
એમાં પોષણ સત્વ છે સારૂં, માંસ દુર્ગંધમય છે નઠારૂં,
રોગ રક્તપિતાદિ કરનારૂંરે. હાય. ૧૦
તનદુરસ્તીનાં તત્વ માંસે, નથી ડૉકટર કહે છે ઉલ્લાસે,
અન્ન ખોરાક કુદરતી ભાસેરે. હાય. ૧૧
બળે મડદું આવે ગંધ જેવી, માંસ ભુંજતાં બદબો તેવી,
ઓકાવે ખાધું ધાન એવીરે. હાય. ૧૨
જાય સંડાસમાં માંસાહારી, બદબોથી, કરે છે ઓકારી,
નાક આડું ધરે વસ્ત્ર ભારીરે. હાય. ૧૩

મળમૂત્ર વિષ્ટા ધરનારૂં, ગુરદામાં થઇને વહેનારૂં,
એવું માંસ ભખો ન નઠારૂંરે. હાય. ૧૪
અન્ન ફળો મેવાને મીઠાઇ, મળે માંસથી સોંઘા ભાઇ,
સ્વચ્છ સ્વાદિષ્ટ ને સુગંધાઇરે. હાય. ૧૫
ગીધ સ્વાન વાયસને પ્યારો, મલીન માંસનો દુર્ગંધી ચારો,
નથી અહાર માણુસનો એ સારોરે. હાય. ૧૬
વિવેકી વીરા પશુ પાળો, તજી માંસ ભખો: ભાજીપાલો,
નેક ટેકે **સાંકળચંદ** ચાલોરે. હાય. ૧૭

---

## અલબેલીરે અંબેમાત જોવાને જઇએ—એ રાગ.

જીવદયા ધર્મનું મૂળ, હિંસા નવ કરીએ,
હિંસાથી પ્રભુ પ્રતિકુળ, પાતક પરહરીએ. ટેક.
જેવો જીવ આપણને વહાલો, વહાલો સૌને તેવોરે,
નિરઅપરાધી પશુનો ઘાતક, પ્રત્યક્ષ રાક્ષસ જેવો. હિંસા. ૧
દેવીને બહાને બળી આપે, પાડાને ઘેટાનોરે,
પણ દેવી રીઝવવાને કોઈ, ભોગ ન દે બેટાનો. હિંસા. ૨
સહેજ શરીરમાં કાંટો વાગે, અરે બાપ ઉચરીએરે,
કદી અચાનક જખમ થાય તો, ઝુરી ઝુરી મરીએ. હિંસા. ૩
પ્રાણીને હણતાં ઘાતકને, શસ્ત્ર શરીરમાં વાગેરે,
તિવ્ર વેદનાથી દીલ કંપે, કુટે રડે બહુ રાગે. હિંસા. ૪
દહીં દૂધ ઘીનાં ઝાડ પશુ છે, જે આપણને પાળેરે,
એવાં ઉપકારીને હણતાં, અરે હાથ કેમ ચાલે ? હિંસા. ૫
પુત્ર કલત્ર નિમિત્ત કોઇ બાધા, પશુના બળીની રાખેરે,
પશુ વધથી કદી પુત્ર ન જીવે, પાપ તણાં ફળ ચાખે. હિંસા. ૬

કળિયુગમાં પશુનું બળી ન ઘટે, કોપે દેવી કુઠાઠેરે,
શ્રીફળ કોળાદિકને હોમો, ભાખ્યું ચંડીપાઠે. હિંસા. ૭
પર પોતામાં ભેદ ન રાખો, જીવ સર્વનો સરખોરે,
જે દુઃખ વેદે જીવ આપણો, તે દુઃખ પરને પરખો. હિંસા. ૮
પણ દુનિયાનો અવળો ધારો, પર પીડા ન વિચારેરે,
સતી બળતી પોકાર કરે જન, જે અંબે ઉચ્ચારે. હિંસા. ૯
ખસી પડે કે કોઇને વાગે, પ્રેક્ષક હસી હસી રાચેરે,
રાંક બિચારો મરે દેડકો, કાગ કૂદે ને નાચે. હિંસા. ૧૦
પર ઘર બળતું દેખી ખળજન, વહાર મિષે જઇ લૂટેરે,
પણ પોતાનું ઘર સળગે તો, છાતી માથું કૂટે. હિંસા. ૧૧
હિંસાનું મૂળ ને ફળ કડવાં, કોપે દૈવ કરાળરે,
હસતાં બાંધે રોતાં ન છૂટે, ભોગવવાં નિરધાર. હિંસા. ૧૨
નિર્દય કોઇકે એક ઉંદરડી, બોળી ઉના જળમાંરે,
તરફડતી દેખી તે રીઝયો, પ્રાણ તજ્યો એક પળમાં. હિંસા. ૧૩
ભાવી ભાવે બે ત્રણ દિવસે, પુત્ર મુવો તસ ખ્યારોરે,
છાતી કૂટે ને શીર પીટે, રડતાં ન રહે વાર્યો. હિંસા. ૧૪
સંત પુરૂષ તે વેળા તેને, હિત શિક્ષા દેઇ તોષેરે,
ઉંદરડીનાં માત પિતાને, કેવું દુઃખ થયું હોશે. હિંસા. ૧૫
પાપ તણું ફળ પ્રત્યક્ષ ભાળી, બોલ્યો મુખ સંભાળીરે,
હણું હણાવું નહિ કોઈ જીવને, હવે ગાંઠ મેં વાળી. હિંસા. ૧૬
આપ વીતી એમ જાણે જ્યારે, પ્રકટે નિજ પર ભાનરે;
**સાંકળચંદ** સકળ પ્રાણીમાં, સરખા જીવ સમાન. હિંસા. ૧૭



# સમાલોચના.

સુજ્ઞ વાચકવૃંદ ! તમે અવાચક મુંગાં પશુ અને પંખીઓનો પોકાર વાંચ્યો, તે ઉપરથી તેઓ કેટલાં બધાં ઉપયોગી, નિમકહલાલ, ભલાં અને પરોપકારી છે. તેનો સ્હેજ ખ્યાલ તમોને આવ્યો હશે. એવાં નિરઅપરાધી પ્રાણીઓનો **ખોરાકને માટે** તથા **ધર્મના બ્હાને** નાશ કરવામાં આવે તો તે તદ્દન ગેરવાજબી છે; આપણો મુખ્ય ખોરાક વનસ્પતીનો તેમજ દૂધ અને તેથી ઉત્પન્ન થતાં દહીં, ઘી, મલાઇ અને છાશ વિગેરેનો છે, તેમાં આપણી શારીરિક પુષ્ટિનાં તત્ત્વોનો સમાસ માંસ કરતાં વિશેષ પ્રકારે સમાયેલો છે, તેમ છતાં જેઓ માંસનો ખોરાક ખાય છે, તે કેવળ નુકસાનકારક છે, કારણ કે માંસને માટે પ્રાણીઓની હિંસા કરવી કરાવવી પડે છે, તેથી પ્રાણીઓનું તેમજ આપણું અહિત થાય છે. વનસ્પતિ ખોરાક ખાવામાં આપણું અને પ્રાણીઓનું અહિત થતું નથી.

માંસ ખાનારાઓને **શાક-ભાજીપાલા** વગર ચાલતું નથી. **તે**-ઓને ડૉકટર ફરમાવે છે કે **માંસની સાથે ભાજીપાલો** નહિ ખાવાથી **"સ્કરવી"** એટલે રકતપિત્ત જેવું એક ભયંકર દરદ થાય છે, કેમકે માંસમાં **"સ્ટાર્ચ-સુગર"** નામના અગત્યના તત્ત્વો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કુદરતની નેમ મનુષ્યને માંસના ખોરાક ઉપર ઉધારવાની નથી. **વનસ્પતિ ખોરાક** વાળાને માંસ વગર સહેલાઇથી જીવી શકાય છે, ત્યારે **માંસના ખોરાક** વાળાને **વનસ્પતિ ખોરાક** શિવાય જીવી શકાતું નથી; તેથી સમજાય છે કે વનસ્પતિ ખોરાક જેવો સલામતી ભરેલો છે, તેવો સલામતી ભરેલો માંસનો ખોરાક નથી. માંસના ખોરાકમાં એવા કોઇ પણ તત્ત્વો નથી કે જે તત્ત્વો વનસ્પતિ ખોરાકમાં મળી આવતા નથી, પણ ઉલટા વધારે સારા

તત્ત્વો વનસ્પતિમાં છે. વનસ્પતિ ખોરાક માંસના કરતાં સારી પુષ્ટિ આપે છે, ને ત્રણગણો સોંઘો મળે છે.

દૂધ, દહીં, ઘી, માખણ, મલાઈ અને છાશ એ સર્વે જનાવરના શરીરમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થો હોવા છતાં તે ખાવામાં અડચણ નથી, કારણ કે એ મેળવવામાં પ્રાણીઓની હિંસા કરવી પડતી નથી. વનસ્પતિ ખોરાક સાદો, સ્વચ્છ, સુગંધિમય અને નિરોગી તથા સ્વાભાવિક રીતે સ્હેજમાં પચી શકે તેવો છે. માંસનો ખોરાક મળમૂત્રમાંથી ઉત્પન્ન થયેલો, દુર્ગંધી ભરેલો અને રોગીષ્ટ છે. તે જલદીથી પચી શકતો નથી. શું કુદરતે તમારા માટે આ શિવાય બીજો સુંદર, સ્વાદિષ્ટ અને ગુણકારી ખોરાક બનાવ્યો નથી? રળીયામણાં ખેતરોમાં સુંદર અનાજ અને મનોરંજક બાગ બગીચામ સેંકડો જાતના મેવાઓ અને ફળફુલાદિ કુદરતની અવલ બક્ષિસ તરિકે ઝાડોપર પાકીને તમારા માટે ઝૂલાઈ રહ્યાં છે. તો આવા માંસના નજીસ ખોરાક ઉપર શું મોહી રહ્યા છો?! કપડાં ઉપર લોહીનો દાઘ પડયો હોય તો તેને નાપાક ગણી ખુદાની બંદગીમાં વાપરી શકતા નથી. ત્યારે લોહીથી મીશ્રીત થએલું માંસ આરોગી ખુદાની બંદગી કરે તો તે ખુદાને પહોંચતી હશે? પેશાબનો છાંટો અપવિત્ર ગણાય. ત્યારે મળમૂત્રમાં રહેલું (ગુરદા અથવા બુક્કાનું) માંસ કેમ પવિત્ર ગણાતું હશે? તેનો પણ સમિક્ષકોએ વિચાર કરવાનો છે.

માંસાહારી માણસો જેમ કોઈ ખેતરમાંથી કાકડી, ચીભડાં કે તડબુચને તોડી લાવી ખાય છે. તે પ્રમાણે બિચારાં નિર્દોષી પ્રાણીઓના જાનનો ઉપિયોગ કરે છે. પણ એના શરિરમાં માણસના જીવ જેવોજ જીવ રહેલો છે, તેનું તથા એ ખોરાક રોગિષ્ટ અને નુકશાનકારક છે, તેનું તેઓને બિલકુલ ભાન રહેતું નથી. પણ માંસ ખાવાથી નીચે મુજબ રોગ થાય છે, તેની વિગત.

(૧) માંસ દેખાવમાં અસ્વચ્છ અને બદબોવાળું છે. (૨) તે ઝાઝી મુદત સુધી રહી શકતું નથી. (૩) તે અનાજ કરતાં મોંઘું પડે છે. (૪) તે ખાવાથી અનીતિવાન તથા દારૂડીયા થવાય છે. અને મિજાજ ગરમ રહે છે. (૫) વનસ્પતિ ખોરાકથી જેવી આરોગ્યતા રહે છે, તેવી માંસથી રહેતી નથી. (૬) તેનાથી ક્ષય વિગેરે રોગો થાય છે. (૭) તાવના દરદીને માંસનો ખોરાક પચતો નથી. મંદવાડમાંથી ઉઠેલો માણુસ માંસ ખાય તો ફરીથી ઉથલો ખાય છે. ઇંગ્રેજીમાં તેને "**મીટ ફીવર**" એટલે માંસજ્વર કહે છે. (૮) માંસમાં "**નાઇટ્રોજન**" વધારે પ્રમાણમાં હોવાથી ખાનાર ફુલી જાય છે. (૯) ગાય, બેલના કલેજા વિગેરે ઉપર જે સફેદ દાણા દેખાય છે. તે એક પ્રકારના કીડા છે, તે માંસાહારીના શારરમાં જઈ ઘણું નુકશાન કરે છે અને અંતે મરણના શરણ થવાય છે.

ડૉક્ટર **ઓકલાંડે** લખ્યું છે કે રોગિષ્ટ માંસથી પ્રાણીઓને થતા રોગોમાંથી નીચે જણાવેલા રોગો તે ખાનારને લાગુ પડે છે. (૧) ઢોરમાં થતી મરકી, (૨) ડુક્કરમાં થતો "**ટાઇફોઇડ ફીવર**" તાવ. (૩) પાંસળી, ફેફસા અને પડખાના રોગો. (૪) મોંઢા અને પગમાં થતો સોજાનો રોગ. (૫) "**એનથ્ર કોઇડ**" રોગ. (૬) બગડેલા લોહીથી થતો રોગ. (૭) ગાંઠોવાળો રોગ જેનાથી ક્ષયનું દરદ થાય છે—એવા રોગો રોગિષ્ટ જનાવરોનું માંસ ખાવાથી થાય છે. હવે અમુક માંસ નિરોગી જનાવરોનુંજ છે, એવું સિદ્ધ કરવાનાં સાધનો ઓછાં હોય છે. તેથી એવા રોગિષ્ટ માંસનો ઉપયોગ થવાનો સંભવ વધારે હોવાથી ઉપર મુજબના રોગો માણસોને લાગુ પડે છે. અને એ પ્રમાણે માંસનો ખોરાક નુકશાનકારક છે, તેમ છતાં પ્રાણીઓને વહાલામાં વહાલું જે જીવિત તેનાથી ચૂકાવી તેના માંસ વડે મનુષ્ય જેવા બુદ્ધિવાન અને વિવેકી, વિચારવાન પ્રાણી પોતાનો દેહ પોષે છે. તે ઘણુંજ અધમ કામ છે.

માંસ ખ નારને માત્ર પેટ ભરવા જેટલોજ ક્ષણિક લાભ થાય છે, અને બીજાના પ્રાણ જાય છે, ત્યારે વનમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયેલા કુદરતી ભાજીપાલાદિ વડે પણ તૃપ્તિ થઇ શકે છે, તે નહિ વાપરતાં, આ બળતા પેટ માટે પ્રાણીઓના જાન લેવાનું મોટું પાપ કોણ કરે ?

જુદા જુદા પ્રાણીઓની શારીરિક રચના ઉપરથી આપણુને માલુમ પડે છે કે, કુદરતે માણસને માટે **વનસ્પતિનોજ** ખોરાક સરજ્યો છે. ઘોડા, હાથી, ગાય વગેરેને માટે **ઘાસનો** ખોરાક સરજ્યો છે. વાઘ, સિંહ કુતરા વગેરેને માટે **માંસનો** ખોરાક સરજ્યો છે. માંસાહારી પ્રાણીઓને પંઝા અને નખ હોય છે. કુતરીયા દાંત મોટા અને લાંબા હોય છે, ને તેઓની હોજરી નાની હોય છે. તેથી સ્પષ્ટ સમજાય છે કે તેઓને માંસનો ખોરાક અનુકુળ પડે છે. માણુસની શારીરિક રચના એવી નથી, તેમજ ઘાસ ખાનાર પ્રાણીઓ જેવી પણ નથી. તેથી માણસને વનસ્પતિનો ખોરાકજ માફક આવે છે. **લીનીયસ, બેરન કુવીઅર** અને **ટોમસ બેલ** વિગેરે ડૉકટરોનો મત એવો છે કે, માણસના શરિરની રચના (મુખ્યત્વે કરીને તેની હોજરી, હાથ, મોં) જોતાં કુદરતે તેમને **વનસ્પતિનો** ખોરાક ખાવાનેજ સરજ્યાં છે.

વનસ્પતિનો ખોરાક માંસના ખોરાક કરતાં વધારે તાકાદવાળો છે, એવા હજારો દાખલા મોજુદ છે. દાખલા તરિકે જાપાન જેવી નાની પ્રજા કે જે ભાત ખાઇને જીવે છે. તેણે રૂશીયનો જેવી માંસાહારી મહાન્ શહેન્શાહતને ધ્રુજાવી નાંખી. વળી માંસાહારી પશુઓ કરતાં વનસ્પત્યાહારી પશુઓ વધારે બળવાન હોય છે. હાથી, ઘોડા, બળદ, ઊંટ અને પાડા વિગેરે પશુઓ માત્ર વનસ્પતિનો અહાર કરી ઘણીજ મહેનતનું કામ કરે છે. અને ઘણાજ ઉપયોગિ અને બળવાન હોય છે.

ઉપર મુજબની હકીકતથી સાબિત થાય છે કે વનસ્પતિ અહાર ગુણકારી અને આપણા શરિરનું પોષણ કરવાને પુરતો છે. અને માંસનો

ખોરાક નજીસ અને હાની કરતા છે. તે હજારો દલીલો અને મહાન કવિઓ તથા પ્રખ્યાત ડૉક્ટરોના અભિપ્રાયોથી તેમજ આપણા આર્ય વૈદ્યો **સુશ્રુત, વાગ્ભટ** અને **ચરક**ના મતોથી સિદ્ધ થાય છે. પરંતુ સ્થળ સંકોચને લીધે આ લઘુ ગ્રંથમાં તેનું સઘળું વિવેચન થઈ શક્યું નથી, તોપણ બારિકાઇથી વિચાર કરતાં સર્વ પ્રકારે માંસનો ખોરાક નુકસાનકારક છે. તે નીતિનું તેમજ ધર્મશાસ્ત્રોની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને જરથોસ્તિ વિગેરે દરેક ધર્મમાં માંસ ખાવાની ને હિંસા કરવાની તદ્દન મનાઇ કરેલી છે. પણ કોઈ એમ સવાલ કરે કે તમે તો હિંસા અને માંસ ભક્ષણુની વિરૂદ્ધનાં પ્રમાણુ બતાવ્યાં, પણ કુરાનમાં તેમજ જરથોસ્તિ ધર્મમાં તેની તરફેણનાં પ્રમાણો પણ મળી આવે છે. તેનું કેમ? આનો જવાબ જે—કોઈ માણુસ એકજ બાબતમાં ઉલટાસુલટી બેમત આપી શકે નહિ. તેમ છતાં જ્યારે બે મત મળી આવે, ત્યારે એક મત શાસ્ત્રકારનો અને બીજો મત બીજા કોઇનો સમજવો. હવે આ બે મતમાં કયો મત શાસ્ત્રકારનો હશે? તે બાબત બુદ્ધિને આગળ કરીને નિષ્પક્ષપાતપણે વિચારવાનું છે.

દરેક શાસ્ત્રોનાં બધાં પ્રમાણો આપતાં એક મોટો ગ્રંથ થઈ જાય, અને આ લઘુ ગ્રંથમાં સમાસ થઈ શકે નહિ, તેથી ઘણાજ જુજ પ્રમાણો આ નીચે આપ્યા છે. જીજ્ઞાશુએ વધારે વાત ધર્મશાસ્ત્રોમાંથી જોઈ લેવી.

## હિંદુ ધર્મશાસ્ત્રનાં પ્રમાણો.

### શ્લોક.

**स्वमांसं परमांसेन योवर्धयितु मिच्छति।**
**नास्ति क्षुद्रतर स्तस्मात्सनृशंसतरो नरः॥**

**મહાભારત અનુશાસન પર્વ.**

**અર્થ:**—જે પારકા માંસે કરી પોતાના માંસને વધારવા ઈચ્છે છે. તેનાથી વધારે કોઈ અધમ નથી. અને તે અતિ ક્રુર છે.

**શ્લોક.**

**अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।**
**अनुग्रहश्च दानंच सतां धर्मः सनातनः ॥**

**મહાભારત શાંતિપર્વ અધ્યાય. ૧૬૨.**

**અર્થ**—મન, વાણી તથા કર્મે કરી પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો, દયા રાખવી, તથા ઉપકાર કરવો, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.

**શ્લોક.**

**न कृत्वा प्राणिनां हिंसां मांस मुत्पद्यते क्वचित् ।**
**नच प्राणिवधः स्वर्ग्यस्तस्मात्मांसं विवर्जयेत् ॥**

**મનુસ્મૃતિના પાંચમા અધ્યાયનો ૪૮ મો શ્લોક.**

**અર્થ**—કોઈ પણ પ્રાણીનો વધ કર્યા શિવાય માંસ મળતું નથી. અને પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ મળતું નથી. માટે માંસ ખાવાનું ત્યાગ કરવું જોઇએ.

**શ્લોક.**

**यस्तु प्राणि वधं कृत्वा पितॄन्मांसेन तर्पयेत् ।**
**सोऽविद्वांश्चंदनं दग्ध्वा कुर्यादंगार लेपनम् ॥**

**વૃદ્ધ પરાશર સ્મૃતિ.**

**અર્થ**—જે પુરૂષ પ્રાણીની હિંસા કરીને તેના માંસ વડે પિતૃદેવને તૃપ્તિ કરે છે. તે મૂર્ખ સારા સુગંધવાન્ ચંદનને બાળીને તેની રાખનું પોતાના શરીરે લેપન કરે છે. (માટે યજ્ઞ તથા શ્રાદ્ધ નિમિત્તે કોઈ જીવની હિંસા કદી પણ કરવી નહિ.)

## મુસલમાની ધર્મ શાસ્ત્રોનાં પ્રમાણો.

મુસલમાનો પરમેશ્વરને **રહિમાન** કહે છે. તેનો અર્થ દયાળુ ઇશ્વર થાય છે. તેવો દયાળુ ખુદા પોતાના એક બચ્ચાની ક્ષણિક તૃપ્તિને માટે, પોતાના બીજા રાંક અને પ્યારા બચ્ચાના વહાલામાં વહાલા જાન લેવાનો હુકમ આપેજ કેમ ? તેમનામાં એક ૪૦ દીવસની ધર્મ-ક્રિયા થાય છે, તેને **સિલ્લો** કહે છે. તે સિલ્લો બેસનાર કોઈ પણ જાતનું માંસ ખાતો નથી. તેમના પીરો તથા ઓલીયાઓએ પણ પોતાનો ખોરાક ભાજીપાલા ઉપર રાખેલો હતો, તે વિષેનો પુરતો ખુલાસો **તવારિખે ફેરસ્તા તજકીરે તુલ અવલિયા સફીન તુલ અવલિયા** અને **તફુહાતુલઉનસ** વિગેરે કિતાબો જોવાથી મળી આવે છે. વળી આજ પણ કોઈ મુસલમાન " **સાલેક સરીઅતમાંથી** " **તરકીત**માં પેસે છે. તો તે તરતજ માંસ ખાવું છોડી દે છે. વળી **રાવજી વહોરા** બિલ્કુલ માંસ ખાતા નથી. તેમને **નમાંસીયા** અથવા **નગોશીયા** કહે છે. પેગંબર હઝરત મહંમદનબી સાહેબના ખલીફા અને જમાઇ " **હઝરતઅલ્લી સાહેબે** " ફરમાવ્યું છે કેઃ--

**મીસરો.**

**॥ फला तजअलू बुतूनकुम मकाबरल हय्वानात. ॥**

**ફારસીબેત**

**नसाझी मकामे शिकमरा तुगूर ।**

**जेबेहरे बहायम जेबेहर तूयूर. ॥**

**અર્થઃ**—તું પશુ–પંખીઓની કબર તારા પેટમાં કરીશ નહિં. અર્થાત્ પશુ–પક્ષીઓને મારી તું ખાઇશ નહિ.

કુરાન શરીફમાં **સૂરાઅનઆમ**–આયત ૧૪૨ માં અલ્લાતાલાએ સાફ ફરમાવ્યું છે કેઃ—

व मिनल अनआमे हमूलतंवू वफर्शा। कुलूमिम्मा रजक कुमुल्लाहो॥

**અર્થ:**—અલ્લાએ ચોપગાં જનાવરોમાંથી કેટલાંક ભાર ઉપાડવા માટે પેદા કીધાં છે. અને ખાવાને માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે, તે તમે ખાઓ.

વળી કુરાનમાં સાફ લખ્યું છે કે—કોઈ પણ પ્રકારનું માંસ ખાવું નહિ. તેમ છતાં માંસના લાલચુ માણસો બા'રી શોધી અવળે રસ્તે ચાલી માંસનો ઉપયોગ કરે છે. તે બહુંજ ખોટું છે. જુઓ (કુરાન) **સૂરાઅન આમ**માં લખ્યું છે કે:—" **તમે ન ખાઓ**—લોહી અને ડુક્કરનું માંસ, મોતથી મરેલાનું, કોઈ મૂર્તિના નામથી મારવામાં આવે તેનું, ગળે ફાંસો દેઈ મારવામાં આવે તેનું, ઘાથી મારવામાં આવે તેનું, પડવાથી મરે તેનું અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ."

પ્રિય વાંચનાર !.! હવે કહો કે કયા પ્રકારનું માંસ ખાવાની મુસલમાનોને છુટ રહી ? કાંઇજ નહીં. પરંતુ શાસ્ત્રોનાં પવિત્ર ફરમાનો સ્વાર્થના આગળ દબાઇ ગયાં, અને જીભના સ્વાદથી દેખાદેખી હિંસા અને માંસનો પ્રચાર વધી પડયો. પણ પવિત્ર ઈમાની મુસલમાન ભાઇઓએ પોતાના શાસ્ત્રોનો અભ્યાસ કરી ખુદાના પવિત્ર ફરમાનો માથે ચઢાવવાં જોઇએ.

હવે હિંસા નહિ કરવા વિષે અલ્લા મકકે સરીફમાં શિકારની મનાઇ કરે છે: કુરાનમાં **સૂરાઊલમાયદ** સિપારા ૪ મંજલ ૨ આયત ૩ માં લખ્યું છે કે, મક્કામાં તેની હદ સુધીમાં કોઇએ જનાવર મારવું નહિ. કોઇ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જનાવર મૂકી દેવું, અથવા બે ડાહ્યા માણસો જે કીમત ઠરાવે તેટલી કીમતનું ખાણું ગરીબોને ખવરાવવું. આ ઉપરથી સાફ સમજાય છે કે ડાહ્યા મુસલમાનોએ આ કામને નાપાક ગણેલું હોવાથી, આવા પવિત્ર સ્થાનમાં તે કામ કરવાને મના કરેલી છે.

વળી સદરહુ દાખલાથી જણાય છે કે, મુસલમાનો દેવ નિમિત્તે પુણ્ય માની બકરીઈદના દીવસે બકરી મારે છે. તે તદ્દન ખોટું છે, કારણ કે જો દેવ નિમિત્તે હિંસા કરવાથી પુણ્ય થતું હોય તો મક્કા જેવા ધર્મસ્થાનમાં હિંસા કરવાની શા માટે મનાઇ કરે ?

**બકરીઇદના** દીવસે બકરી નહિ મારવા વિષે કુરાનમાં **સુરાહુ-હજની** ૩૬ મી આયતમાં અલ્લાતાલાએ ખુદે ફરમાવ્યું છે કે— **"માંસ અગર લોહી મને પહોચશે નહિ, પણ એક પરહેજગારી પહોચશે."** આવી રીતનો લેખ છતાં બકરીઇદનો રિવાજ પડવાનું કારણ નીચે મુજબ છેઃ—

**ઇબ્રાહીમ પેગંબર** જ્યારે ઈમાનમાં આવ્યા, ત્યારે તેમના ઈમાનની પરિક્ષા કરવા સારૂં અલ્લાએ તેમને કહ્યું કે—તારી વહાલામાં વહાલી ચીજનો ભોગ આપ, તે ઉપરથી તેમણે પોતાના એકના એક દીકરા **ઇસ્માઇલ**ને મારવા તૈયાર કર્યો, અને પોતાની આંખોએ પાટો બાંધી તેને છરી વડે મારવા જાય છે, કે તરતજ અલ્લાની કુદરતથી છોકરાને ઠેકાણે એક ઘેટું ( દુમ્બો ) આવી ઉભું. ( એક ફેરસ્તાએ છોકરાને ઉઠાવી લેઈ તેની જગાએ ઘેટું મૂક્યું ) અને તે કપાઈ ગયું, અને છોકરો બચી ગયો. ( કેટલાક કહે છે કે અલ્લાએ ઘેટાંને પણ સજીવન કર્યું. ) આ ઉપરથી મુસલમાનો બકરી મારવાનો રિવાજ લેઇ બેઠા છે, પણ તેમાં તેમની ભૂલ થાય છે. કારણ કે અલ્લાએ તો પેગંબરના ઈમાનની પરિક્ષા કરવા સારૂં છોકરાનો ભોગ માગ્યો હતો. જો બકરી કે ઘેટાંનો ભોગ માગ્યો હોત તો, વખતે એમ કહી શકાત કે ખુદાને એ ભોગ પ્રિય હતો ? અરે ! ભાઇઓ વિચાર કરો. અલ્લાએ તો વહાલામાં વહાલી ચીજનો ભોગ માગ્યો, અને તેમણે વહાલામાં વહાલા પોતાના એકના એક દીકરાને મારવા ખડો કર્યો ! ! હાલ ક્યા મુસલમાન ભાઇએ અલ્લાતાલાના નામની ખાતર પોતાના દીકરાને

મારવા ખડો કર્યો ? બિચારા નિરાપરાધી રાંક બકરાને (પરમેશ્વરની એક ગરીબ પ્રજા) ખુદાના નામની ખાતર કાપી નાંખી તેનો જાન લેઇ પોતાનું પેટ ભરવું, તેથી શું ખુદા રાજી થતા હશે ?

**જરથોસ્તિ (પારસી) ધર્મમાં જરથોસ્ત નામામાં લખ્યું છે કે—**

**बक्रु शतन नीयारंद कसक्रु दरेह ॥**

**न आंगुस फंदा के बासद बरेह ॥**

**ભાવાર્થ**—કદી કોઇપણ જાનવર મોટું અથવા જઇફ થયું હોય, તેને અથવા નાનાં બચ્ચાંને અથવા કોઇ પ્રકારના જાનવર (જીવતા પ્રાણી) ને મારવાની સાફ મનાઇ છે.

**ખ્રિસ્તી ધર્મશાસ્ત્રમાં-હુસીયા અધ્યાય ૮ આયત ૧૫ માં** કહ્યું છે કે "જ્યારે તમે તમારા હાથ (વિનતી માટે) ઉંચા કરશો ત્યારે હું (ઇશ્વર) મારી આંખ્યો તમારા તરફથી બીજી તરફ ફેરવીશ. અને તમે વિનતી પર વિનતી કરશો તો પણ હું ધ્યાન નહીં આપું, કારણ કે **તમારા હાથ પ્રાણીઓને મારવાથી લોહી લુહાણ છે.**"

આ વિગેરે દરેક ધર્મશાસ્ત્રમાં હિંસા અને માંસ ભક્ષણ વિરૂદ્ધનાં અનેક પ્રમાણો મોજુદ છે. પણ અત્રે તે બધાં લખતાં પાર આવે નહિ. ને ગ્રંથ ગૌરવતા વધી જાય, તેથી જિજ્ઞાસુ માણસોએ દરેક ધર્મશાસ્ત્રોનાં પુસ્તકો જોઈ **માંસ ખાવાનો** અને **હિંસા કરવાનો** ત્યાગ કરવો જોઇએ.

લેખકનો હેતુ મુસલમાન ભાઇઓને કે અમુક વ્યક્તિને આક્ષેપ કરવાનો નથી, પરંતુ તત્વાતત્વનો વિચાર કરી સાચી વાતનું નિરિક્ષણ કરાવવાનો છે. મુસલમાનો હિંસા કરે છે, અને હિંદુઓ નથી કરતા, એમ પણ કહેવાનું નથી. મુસલમાનોમાંના ઘણાક તો એવી દયા પાળે છે કે

એક લીલું દાતણ પણ કાપતા નથી, અને સુકું એક દાતણ ઘણા દીવસ ચલાવે છે. પણ દયા ધર્મનો દાવો ધરાવનાર આર્ય બ્રાહ્મણોમાંના કેટલાક ધર્મને નામે ધતીંગ ચલાવી નિર્દોષ પ્રાણીઓનો વધ કરાવે છે. તે ઘણુંજ ખેદકારક છે.

જ્યારે એક તરફથી ઇંગ્લાન્ડ, અમેરીકા વિગેરે ખ્રિસ્તી ધર્મના દેશોમાં હજારો સ્ત્રી પુરૂષો, **માંસનો ખોરાક ત્યાગ કરીને વેજીટેરીયન** બને છે. જ્યારે તે દેશોમાં જીવદયાની હીલચાલ અનેક પ્રકારે વધારે ને વધારે ફેલાતી જાય છે, ત્યારે બીજી તરફ **દયા ધર્મ માટે પ્રખ્યાતી પામેલા ભારતવર્ષ–આર્યાવર્તમાં સર્વથી ઉંચા તથા પવિત્ર ગણાવવાનો દાવો ધરાવતા બ્રાહ્મણો ધર્મના નામે બિચારાં નિર્દોષ જાનવરોનાં લોહીની નદીઓ વહેવરાવે એ ખરેખર અફસોસકારક છે!!** જાતર, નવરાત્રી, દશેરા, અને યજ્ઞના બ્હાને લાખો અવાચક પ્રાણીઓના ભોગ વર્ષોવર્ષ આ પવિત્ર ગણાતા દેશમાં ધર્મના અને દેવીના નિમિત્તે અપાય છે.

જ્યારે કોઈ પણ દેવી જગતજનનિ તરિકે કહેવરાવવાનો દાવો ધરાવતી હોય, ત્યારે તે પોતાના નિર્દોષ છોરૂની હિંસા પોતાના દેખતાં ક્રુર માણસોના હાથથી થતી જોઇજ શકે કેમ ? સાધારણ મનુષ્યણી ગમે તેવી નિર્દય હોય, તોપણ તેને પોતાના પ્યારા બચ્ચા તરફ કુદરતી પ્રેમ રહે છે. ત્યારે દેવી તો જગતની માતા થવાનો દાવો ધરાવે છે. તે શું નિર્દય થતી હશે? કદી નહીં !! પરંતુ એમાં દેવીનો કાંઈ દોષ નથી, તેના કહેવાતા ભકતો પોતાના પાપી પેટને માટે, અગર તો કોઇ બીજા સ્વાર્થથી એવું નિંદનીય, પાપી અને ક્રુર કામ કરે છે, અથવા કરાવે છે. દેવીને માંસ પ્યારૂં નથી, તેમ તેને નિર્દોષ પ્રાણીના જાન લેવા પણ ગમતા નથી. જો તેને માંસ જોઇતુ હોયતો, જીવતા બોકડાને રાત્રે મંદિરમાં પુરો–દેવીને મારી ખાવો હશે તો

તે ખાઈ જશે. જો તે લોહીની ભૂખી હશે તો તેને ચૂશી લેશે, ને સવારમાં મંદિરમાંથી મુડદું નિકળશે, પણ જો જીવતો બોકડો નિકળે તો જાણવું જે–દેવીને માંસ પ્રિય નથી. અને તે પરમકૃપાળુ દયાનીજ મૂર્તિ છે. પણ પોતાના પાપી પેટને માટે ધુર્ત લોકો જગતને અવળે રસ્તે દોરી બિચારા નિર્દોષ પ્રાણીઓના જાન લેવરાવે છે. વળી જો દેવી વાસનાની ભૂખી હોય તો, કતલખાનામાં ક્યાં પ્રાણીઓ કપાતાં નથી ? ત્યાં જઇ વાસના લેઇ આવે !! પોતાના પવિત્ર મંદિરમાં શા માટે લોહીનો કાદવ કરાવે ? પણ આ બધું કહેવાતા ભકતોનું તુતે તુત, લોકને ઠગવાનું ને પોતાનો પાપી સ્વાર્થ સાધવાનું છે.

આ સ્થળે ઓકટોબર સને ૧૯૧૧ ના "**વૈદ્યકલ્પતરૂ**" નામના માસીકમાંથી વૈદ્ય **જટાશંકર લીલાધર**ના નીચેના શબ્દો ઉપર તમામ **દયાળુ પુરૂષો** અને બ્રાહ્મણોના પવિત્ર ગુરૂ **શ્રી શંકરાચાર્ય મહારાજ**નું ખાસ ધ્યાન ખેંચવા માગું છું.

"અંબાજીમાં હું બે ત્રણ દીવસ રહ્યો, અને એ ત્રણે દીવસો"
"મારાજ કમનસીબે અંબાભવાનીને પશુઓનો ભોગ ધરવાના"
"નિર્માણ થયા હતા. પરમપાવની, જગતજનનિ મહા દયાળુ મહાદે-"
"વીની બહારની વેદી ઉપર **રકતની નદી** જોવામાં આવી, અને"
"પરમપવિત્ર **બ્રાહ્મણો** એ નદીની આસપાસ હાથમાં પાંનાં પોથાં"
"અને ગૌમુખી લેઈ બેઠેલા જોવામાં આવ્યા. શી બ્રાહ્મણોની અધમા–"
"વસ્થા !! અને ધર્મની દુર્દશા !!

મહાશયો !! જરા વિચાર કરો, જે **શાંતિનું સ્થળ** તેને **જ-મરાજાનું ઘર** બનાવનાર એવા બ્રાહ્મણોને શી ઉપમા આપી શકાય ? અંબાભવાનીનું મૂળ ધામ સિંધમાં આવેલા **નગરઠઠ્ઠા** શહેરમાં હતું. તે મુસલમાનોએ લૂટયું, અને દેવીના ધામમાં હિંસા કરી તથા કુવામાં ચામડાં નાંખ્યા. તેથી તે સ્થળ અપવિત્ર થયું. એમ ગણી

મહાદેવી! પવિત્ર આરાસુરમાં પધાર્યાં, ત્યારે એવાં પવિત્ર માજીના સન્મુખ તેમનાંજ દેખતાં તેમના પવિત્ર ધામમાં આવું ક્રુર અને ઘાતકી કામ થાય તો એ મહાદેવીમાં **દેવાયતન** શી રીતે રહે?

ઘણા દયાળુ દેશી મહારાજાઓએ પોતપોતાના રાજ્યમાં નવરાત્રી, દશેરા અને યજ્ઞમાં પ્રાણી વધ થતો બંધ કર્યો છે. વળી ગયા દશેરાને દીવસે ફીરોજપોરના બંગાળીઓએ કાળીમાતાને જનાવરોનો ભોગ નહિ આપતાં તેને બદલે માત્ર મેવા, મીઠાઇ આપવાનો ઠરાવ કરેલો છે. તે સ્તુતિપાત્ર છે. તેજ પ્રમાણે બીજા દેશી મહારાજાઓ પણ પોતાના રાજ્યમાં આવી, ધર્મને બ્હાને થતી હિંસા અને ગૌવધ બંધ કરી પોતાની રાંક પશુ–પ્રજાના આશર્વાદ લેશે, એવી આશા રાખવામાં આવ છે.

"**પ્રાણીપોકાર**"ની બુક અને તે સાથે વિનંતી પત્ર મોકલાવતાં ઘણા દેશી મહારાજાઓએ એવી હિંસા બંધ કરાવી છે. તેના કેટલાક પત્રો આવેલા મોજુદ છે. પણ સ્થળ સંકોચને લીધે બધા પત્રો મૂકી શકયો નથી. તોપણ નેકનામદાર, હિઝ હાઇનેસ પાલણપુરના **નવાબસાહેબ** બહાદુરનો આવેલો પત્ર આ નીચે પ્રગટ કરૂં છું.

"શ્રી અમદાવાદ મધ્યે લીઆકત દીશાર કવિ સાંકળચંદ પિતાંબરદાસને માલમ થાય જે તમારો પત્ર તા. ૨૨–૯–૧૦ નો આવેલ તેની હકીકત રોશન થતાં બતાવવાનું કે બેશક મુંગા પ્રાણીઓનું રક્ષણ કરવું, એ મહાન્ સત્તાધારી કૃપાળુ પરમેશ્વરની સંપુર્ણ મહેરબાનીઓ પોતાના ઉપર ઉતારવાનું મોટું સાધન છે, તેમાં કોઇ પણ મનુષ્યથી બીજો શબ્દ બોલાય તેમ નથી. તેવી આ સર્વ માન્ય બાબત છે.

અમારે ત્યાં પણ નવરાત્રી પ્રસંગે આવી પ્રાણીહિંસાની કાંઇ ક્રિયા થતી નથી. અને તે શિવાય બીજા દરેક પ્રસંગે આ બાબત જેમ બને તેમ ઓછી કરવા અમારા ખરા જીગરથી પ્રયત્ન કરીએ છીએ. મહાન્ પ્રભુ આ બાબતમાં સઘળા દીલોમાં સુગમ હુલ્લાસો

ખોલી શુભ પગલાં ભરાવ્યાં કરે. એવી પ્રાર્થના તે દીનાનાથથી જારી છે.* * * * * * તેથી વધારે લખવાની જરૂર નથી.

હજુર ફરમાનના શબ્દો હું ઉપર મુજબ હુકમ માફક નિવેદન કરૂં છું, તેમને પુરો હર્ષ થાય છે." સાહેબ શ્રી હજુર હુકમથી

"હજુર કારકુન ચમનલાલ અંબાલાલના યથાયોગ્ય"

એ પ્રમાણે **માંસના ખોરાક** અને **પ્રાણિહિંસા**ની વિરૂદ્ધમાં ટુંક વિવેચન કર્યું, વળી **ડૉકટર ટી. એલ. નીકોલ્સ એમ. ડી.** કહે છે કે "**ફળ અને અનાજ** એ માણસનો કુદરતી અને તન્દુરસ્ત ખોરાક છે. માનસિક અને શારિરિક બળ સાચવી રાખનાર પદાર્થોમાં તે શ્રેષ્ટ છે. તે માણસને તન્દુરસ્ત રાખે છે, અને દરદમાંથી મુક્ત કરે છે. માણસના ખોરાકમાં જોઈતા સઘળા તત્વો પુષ્કળ જથ્થામાં તેમાં રહેલા છે. **વનસ્પતિ ખોરાક**થી સૌંદર્ય, કૌવત, ચપળતા અને આનંદ મળે છે. દરેક ધંધાદારીના માટે, દરેક દેશમાં અને દરેક વયના માણસને માટે તે શ્રેષ્ટ ખોરાક છે. મજુર તેમજ તત્વજ્ઞાની અને કારીગર તેમજ ધંધાદારીને માટે તે અદ્વિતીય ખોરાક છે. **પ્રાણી ખોરાક** લાગણી ઉસ્કેરનાર, દુષ્ટ વિકાર ઉત્પન્ન કરનાર અને ગંદો તથા ઘણી વખત ઝેરી હોય છે. પ્રાણી ખોરાક ખાનાર વિષયલુબ્ધ અને દુરાચારી બને છે, વળી વિષયલુબ્ધ લોકો જલદીથી કૌવતહિન થઈ જવાથી તેઓને કૃત્રિમ જુસ્સાની જરૂર પડે છે. અને આવી રીતે તેઓ વિનાશના નજદિક આવતા જાય છે."

ઉપર મુજબ સર્વ પ્રકારે માંસનો ખોરાક અને પ્રાણીઓની હિંસા દેખીતાં નુકશાનકારક અને પાપનાં બીજરૂપ છે. તેમ છતાં માંસનો પ્રચાર દેખાદેખી વધી જવાથી હજારો ઉપયોગી પશુ-પ્રાણીઓ કસાઈના ભોગ થઈ પડે છે. એ ઘણુંજ ખેદ કારક છે. કોઈ પણ ધર્મ શાસ્ત્રમાં કોઇપણ પ્રસંગને માટે પ્રાણીવધ કરવાનું છેજ નહિ. પરંતુ જીભના લાલચુઓએ પાછળથી કપોલ—કલ્પિત અર્થ કરી અથવા તો મૂળમાં વિચિત્ર પ્રકારનો શેળભેળ કરી

જનસમાજને અવળે માર્ગે દોર્યો છે. પણ હવે વિચારશક્તિરૂપ સૂર્યનો ઉદય થયો છે. ને ૫ શ્રમાત્ય હજારો વિદ્વાનો પ્રાણીહિંસા અને પ્રાણી ખોરાકથી વિરૂદ્ધ પડી **દયાદેવીના ઉપાસક** થયા છે. ને લાખો લોકો માંસ અને હિંસા તજતા આવે છે. આવા સુધરેલા જમાનામાં અહા ! ! દયાને માટે પ્રખ્યાત પામેલા હિંદ જેવા આર્યદેશમાં ધર્મને નામે ઘોર પાપ થાય છે. તે **અફસોસની** વાત છે.

કલકત્તામાં કાળીઘાટમાં–દેવીની સમક્ષ સૈંકડો નિરપરાધી પ્રાણીઓ ધર્મને બ્હાને વધેરાય છે. પણ વિચાર કરો કે આથી આપણા દેશની કેવી અવનતિ અને અધમાવસ્થા દિન પ્રતિદિન થાય છે. **ખેતીવાડીનાં સાધનો** પશુઓની અછતને લીધે નબળાં થઇ ગયાં છે. અને અનાજની મોંઘવારી દુઃખદાયક થઇ પડી છે. દૂધ, ઘી વિગેરે સાત્વિક પદાર્થો ઘણાંજ મોંઘા થઈ ગયાં છે. દુષ્કાળ વારંવાર ત્રાપ મારે છે. તેવા વખતમાં હજી ચેતવામાં નહિ આવે તો ભવિષ્યમાં આપણી કેવી અધમાવસ્થા થશે. તેનો પૂર્ણ ખ્યાલ કરી જેમ બને તેમ જલદીથી **દેશની દોલત** અને **રાજા પ્રજાના ખજાના** રૂપ **પ્રાણીઓની હિંસા** અટકાવી **માંસ ભક્ષણનો** ત્યાગ કરો. એજ અર્જ અને ગર્જ છે. કિંબહુના અસ્તુ.

અત્રે ઘણાજ હર્ષપૂર્વક હવાલા આપવામાં આવે છે કે " **પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધ** " નામનું અતિ ઉપયોગિ પુસ્તક, આ પુસ્તકમાંનું છેલ્લું ગદ્ય લખવામાં મને મદદગાર થઈ પડયું છે. તે પુસ્તક ગદ્યમાં લખાયેલું છે. તેમાં શાસ્ત્રોક્ત ઘણા દાખલા માંસભક્ષણ અને હિંસાની વિરૂદ્ધના છે. એ પુસ્તકનો પણ બહોળો ફેલાવો થવાની જરૂર છે. દરેક જિજ્ઞાસુ માણસોએ ખાસ કરીને તે પુસ્તક મનન કરવાની જરૂર છે, તેની કીમ્મત રૂ ૦–૫–૦ છે, તેના કર્તા **મોતીલાલ મનસુખરામ શાહ** ઠે. અમદાવાદ–શારંગપુર. લખેથી મળી શકશે.

## ધન્યવાદ.

**પ્રાણીપોકાર** ને પ્રથમ જન્મ આપનાર અમદાવાદ નિવાસી કવિ **સાંકળચંદ પિત્તાંબરદાસ શાહે** દયાધર્મના હેતુથી, નિર્દોષ પશુ–પંખીઓના કરૂણાજનક કથનરૂપે સુલલિત કાવ્ય રચી ઉદાર જૈન ગ્રહસ્થોની મદદથી તેની પ્રથમ આવૃત્તિની ૧૫૦૦૦ પ્રતો છપાવી જનસમાજમાં મફત વહેંચી, તે અતિ લોકપ્રિય થઇ, અને તેથી ઘણા અવાચક પ્રાણીઓનો બચાવ થયો.

આ તરફ પરમ પવિત્ર મહાત્મા **શ્રી વિશ્વેશ્વરાનંદ સ્વામીએ** જાણે દયાની મૂર્તિરૂપે અવતાર ધારણ કર્યો હોય. એ પ્રમાણે માંસ મદિરાનો ત્યાગ કરવા ઉત્તમ બોધ આપી ક્રુર માણસોને 'દયાર્હદ બનાવ્યા. અને લાખો અવાચક પ્રાણીઓના પ્રાણ બચાવ્યા. વળી પચાસ હજાર અને એથી પણ વધારે માણસોને **દયાદેવીના** ભક્ત કર્યા, તેથી "**દયાદેવીના પ્રસાદ નામનું**" આ પુસ્તક રચી તેની સાથે **પ્રાણીપોકારને** જોડી દેવાની મેં એ મહાશય કવિ સાંકળચંદની પાસે માગણી કરી. તે તેમણે ઘણી ખુશીની સાથે સ્વિકારી, એટલુંજ નહિ, પણ પોતે ઘણોજ શ્રમ લેઇ સપ્ત મહાવ્યસનોના પદો તેમજ આ પુસ્તકના પાછળના ભાગમાં આવેલું અતિ ઉપયોગી ગદ્ય લખી આપ્યું, તેથી એ બન્ને મહાશયોનો અને આ પુસ્તક વાંચી નિર્દોષ, અવાચક, મુંગાં પ્રાણીઓને જીવિતદાન આપી બચાવશે. તે સર્વેને અંતઃકરણ પૂર્વક અનંતાનંત ધન્યવાદ આપી કૃતાર્થ થઊં છું.

પ્રકાશક.

